
પુતલા નવ છુગા.
સને ૧૯૨૦
કીં રૂ. ૦॥

# પુતલા.

## (સતગુર નુરે નચાવ્યા તે.)

તથા

# અણતના નવ છુગા.

## પીર હસન કબીરદીનના.

(ગુજરાતીમાં) આવૃતી ૨ જી નકલ ૮૦૦.

પ્રગટ કરનાર.

## મુખી લાલજીભાઈ દેવરાજ.

આ બુક મેનેજર ગુલામહુસેન રાજન તથા ગુલામહુસેન દેવસીએ
ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩ પાલખી મહોલ્લા, મુંબઇ નં. ૯
માં મુખી લાલજીભાઇ દેવરાજ માટે છાપી અને મુખી
લાલજીભાઇ દેવરાજે ધી ખોજા સીંધી પ્રેસ
૧૨૩, પાલખી મહોલા, મુબઈ–૯ માં પ્રગટ કરી.

સંવત ૧૯૭૯.

# પુતલા.

## ( સતગુર નુરે નચાવ્યા તે. )

આદ ગુર બ્રહ્મા નુર સતગુર નામ, જંપુદીપ માંહે ગુરે કીધો મુકામ. ૧
સેહેતર દીપ દલમ દેસ હો જાણુ, ત્યાં નુર સતગુર આવ્યા હો આણુ. ૨
દલમ દેસથી પીરે કીયા હો આણુ તે આવ્યા નગરી ભીલડી હો જાણુ. ૩
ભીલડી નગરીથી તરત આવ્યા હો દેવ, તારે હીન્દુસ્તાન માંહે આવ્યા તતખેવ ૪
ખંડ ગુજરાત જાણો આણુ, માંહે પાટણ નગરી ઉત્તમ જાણુ. ૫
ત્યાં રાજ કરે જેસંગ હો રાય, ત્યાં પુન્ન પવીત્ર ધરમજ થાય. ૬
સત ધરમ તણી પ્રીત કરે અપાર, મહા ગુણવંતા આવ્યા દયાળ. ૭
તારે રાજાએ દેરા બોલાવ્યા દ્વાર, ઉભો રહે પુજારો તેણે ઠાર. ૮
ત્યાં દેવકી પુજા પુજારોરે કરે, ત્યાં નુર સતગુર આવી સંચરે. ૯
તારે દેરા માંહે પીર બેઠા હો જાયે; ઈશ્વરની પીંઢી ઉપર મેલ્યા હો પાયે. ૧૦
તારે પુજારો આવીયો તેણુરે ઠામ. જુએ તો દેરા માંહે પીરે કીધો મુકામ. ૧૧
તારે મુસલમાની તીયાં દીઠો રૂપ, એવો ગુરે કીધોસરૂપ. ૧૨
તારે ઉભો પુજારો ગુરકે પાસ, સુણો હો સાહેબ હમારી અરદાસ. ૧૩
પુજારો કહે દેવની મુરત ઉપર કેમ રાખીશો પાયે, એ મુરત
પુજે છે જેસંગ રાયે. ૧૪
તારે નુર સતગુર બોલ્યા વીખીયાત, સુણો પુજારા હમારીવાત. ૧૫
જો એ દેવ તમારા હોવે સહી, તો તમ સાથે કાંયકું બોલે નહી. ૧૬

તારે પુજારે પીરસું વાતજ કહી, એ પથ્થરકી મુરત પીર બોલે નહી. ૧૭
પરબતના જે આણીયા પખાણુ, ઘડી પુતલા ને માંડયા મંડાણુ. ૧૮
માણુસે ઘડયા પુતળા ને માંડયા મંડાણુ, તે કેમ પીર બોલે હો જાણુ. ૧૯
નુર સતગુરે પુજારેસું વાતજ કહી, કે હમારે હુકમસે એ બોલે સહી. ૨૦
તારે નુર સતગુર વાચા ઓચરે, તે વારે નાચે પુતલા ને નૃતજ કરે. ૨૧
વાજીંત્ર વાજે બહુ ચીત્રામણુ તણા, વજાવા લાગા પીરકે ફરમાને ઘણા. ૨૨
વાજા વાગે પથર તણા, તાલ મરદંગ અતી ઘણા. ૨૩
વેણુ વાંસલી વાજે બહુ બુલંદ, તીયાં દેવલ માંહે બહુ હુઓ આનંદ. ૨૪
તબ પુજારો લાગો પીરકે પાયે, પછે રાજા પાસે દોડીયો જાયે. ૨૫
જઇ પુજારે રાજાસું ભેદજ કહયો, આજ દેવલ માંહે અચરત ભયો. ૨૬
જુઓ મરદ એક આવ્યો તેણુ ઠાંયે, તે દેવલ માંહે બેઠો હો રાયે. ૨૭
મુસલમાની રૂપ કહયો નવ જાય, તેને સરવે દેવ લાગે છે પાય. ૨૮
પથરકી મુરત નચાવે તતખણુ, પથરના વાજા વાજે અતીરે ઘણા. ૨૯
જેજેકાર દેવલ માંહે થાય, પથરકી મુરતી નાચે હો રાય. ૩૦
એ વચન સુણી રાજાને હરખજ ભયો, જાનીપા જોગીકું બોલાવી લીયો. ૩૧
જાનીપા જોગી માંહે બહુ કરામત, તેથી રાજાએ તેને લીધોરે સાથ. ૩૨
તારે રાજાએ પોતાના ગુરસું કહયો, આજ દેવલ માંહે અચરત ભયો. ૩૩
એક અચરત વાત પુજારે કહી, તારે રાજા મન માંહે સમજીયા સહી. ૩૪
તારે સઘળી સભાસું રાજા ગયા, તે દેવલ માંહે જાઇને ઉભા રહયા. ૩૫
જારે દેવલ માંહે આવીયો રાયે, આવી પીરને લાગોરે પાયે. ૩૬
રાજાએ મનમાંહે કર્યો વીચાર, એ છે ત્રીભુવનકો સીરજણહાર. ૩૭
તારે રાજા ચાલી ગયો દેવલ માંહે, જાઇ પીરને લાગોરે પાયે. ૩૮
તારે રાજાકે મુસ્તક પીરે દીધોરે હાથ, તારે નુર સતગુર કહે છે વાત. ૩૯
હારે સુણો રાજા તમારારે દેવ, પણ તમસું કાંયે ન બોલેરે ભેવ. ૪૦
તારે રાજાએ પીરસું વાતજ કહી, પથરકી મુરત પીર બોલેરે નહી. ૪૧
તારે પીરે વાત રાજાસું કહી, પણ હમારે હુકમસે એ બોલે સહી. ૪૨
એ ગણેસ મુરત પથરકી આયે, નુર સતગુરે બોલાવ્યો સતજ ભાયે, ૪૩
જાઓરે ગણેસ પાણી ભર લાય, હાથ મુખ ધોવે સારી સભાય. ૪૪
તારે ગણેસ ઉઠી ઉભોરે થાય, પીરને જાઇને લાગોરે પાય. ૪૫
ગણેસે લીધી છાગર લાગો પીરને પાય, પછે તો પાણી ભરનેકું જાય. ૪૬
જે મોટો તળાવ હતો પાટણ માંહે, ભરપુર પાણી ભર્યોરે તાંહે. ૪૭
તે તળાવ તણો પાણીરે જાણ, તે સરવે છાગર માંહે ભર્યો પ્રમાણ. ૪૮

તારે ખાલી તળાવ હુવારે નીરાસ, તારે ગણેસ પાણી લાવ્યા પીરકે પાસ. ૪૯
તારે હાથ મુખ પીર ધુવેરે જાણ, તારે ગણેસ પાણી નામેરે જાણ. ૫૦
તારે નગર માંહે પડીરે પુકાર, તારે મગરમચ્છ તરફડે અપાર. ૫૧
સરવે લોક ફરીયાદ લઈ રાજા પાસે ગયા, રાજા તળાવ સરવે ખાલીરે ભયા. ૫૨
મગરમચ્છ તરફડે અપાર, પાણીકી નગર માંહે પડીરે પુકાર. ૫૩
તારે નુર સતગુરે વાત મુરતસું કહી, થોડા પાણી તળાવ માહે નાખી આવો જઇ. ૫૪
તારે ગણેસકી મુરત પીરને લાગે પાયે, તે છાગર લઇને તળાવે જાયે. ૫૫
તારે લઈ છાગર નામી આય, તારે તળાવ પાણી ભરાણો જાય. ૫૬
તબ તીયાં જાનીપા જોગી શું કરે. દંડ અણીને સભામાંહે ધરે. ૫૭
તારે ઉડાવીયો દંડ ગયો આકાશ, તબ જોગીએ વચન કહયો પરકાશ. ૫૮
એ દંડ તમો મંગાવો આણ, તો તમે પીર મોટારે જાણ ૫૯
તારે નુર સતગુરે રાખીરે ધીર, પગની મોજડીકું ફરમાવીયો પીર ૬૦
તબ ચાલી મોજડી આકાશ ખંડ, મારતાં મારતાં ઉતાર્યો જોગીકો દંડ. ૬૧
તારે સરવે લોક પીરને પાંયે પડયા, મારતાં ઉતાર્યો દંડ સભાએ દેખ્યા. ૬૨
તીયાં ચેલા મલ્યા સમસુત, તેમાં એક જોગણી માહા અબધુત, ૬૩
તે સાંપ લઇને મુખ માંહે ધરે. તે પેટ માંહે થઇને પુછડે નીસરે. ૬૪
તે સાંપ પુછડેથી પેસેરે જાણ, તે મુખની વાટે નીસરે નીરવાણ. ૬૫
એસી કરામત જોગણી કરે, તબ નુર સતગુર વાચા ઓચરે. ૬૬
તું વાત સુણરે સાંપ હમ તણી, હમ તો હએ સંષ્ટકો વણી. ૬૭
તું ઈશ બાઈકે પેટમાંહે રહે, એવા વચન નુર સતગુર ઓચરે. ૬૮
સુણરે સાંપ તું ન કરે કાણ, અબ નીસરે બહાર તો અમારી છે આણ. ૬૯
જો તું વાચા ઉથાપે મોએ, તો લઇ ફીરસ્તાને ફરમાવું તોએ. ૭૦
જો તું વચન ન માને મોએ, તો દોજખ માંહે નખાવું તોએ. ૭૧
તારે તે સરપ જોગણીકે પેટમાંહે રહયો. તારે જોગણીકો પ્રાણ આકુળ વ્યાકુળ થયો. ૭૨
તારે ધરતી ઉપર જોગણિ તરફડે. પણ પેટમાંથી સરપ બહાર ન નીસરે. ૭૩
તારે રાજા પીરસું બોલ્યા ધીર, દયાવંત થાઓ તમે હો પીર. ૭૪
ખલક તમારી સરવે વરો, પીર હવે તમે કીરપા કરો. ૭૫
તારે નુર સતગુર વાચા ઓચરે, તારે પેટમાંથી સરપ બહાર નીસરે. ૭૬
તીયાં જોગી જતી બહુ મલીયા, અને કાનની મુંદ્રા આપે ધરીઆ. ૭૭

તે સરવે મુંદ્રા એકઠી કરી, પાંચ મણ પાકા તોલે ચડી. ૭૮
તારે જાનીપા જોગી પીરને પાંયે પડે, બેઉ હાથ જોડીને વેનતી કરે. ૭૯
હવે પીર તમે કરો કરમ, ને હમકું તમે દિયો ધરમ. ૮૦
તારે ગુર સતગુર વાચા ઓચરે, માંગે ભીખ તે કેમ આધરે. ૮૧
જે દાણા પાણી પારકા ખાય, તેને ધરમ ન સુજે હો રાય. ૮૨
ત્યાં રાજા રાણીએ લીધા ધરમ, અને છુટા પાપ જુગા જુગના કરમ. ૮૩
ત્યાં સીધરાય જેસંગ ધરાયો નામ, તે પ્રગટ થયો તેણે ઠામ. ૮૪
જો રાજા કરો ઉત્તમ સેવ, તો ત્રુઠે ત્રણ ભુવનકે દેવ. ૮૫
તારે કુલ લોક તમારા જાણુ, તીનકું ધરમ દિયો નીરવાણ. ૮૬
લોક રૂધિત જોગી કરે ધીર, તીનકું તમે ધરમ દીયો હો પીર. ૮૭
તારે પીર એમ બોલીયા વાણ, જોગી ખલકસું કહયો નીરવાણ. ૮૮
તારે ખટી કરી તમે દસોંદ દિયો જાણ, તો તમે વઈકુંઠ માહે જાઓ નીરવાણ. ૮૯
પીર કહે ગુર મુખે દસોંદ દીયો આણ, તો તમે વઈકુંઠ પામો જાણ. ૯૦
તારે રાજા જેસંગસુ કહયો મરમ, ક્ષત્રી કરજો તો મીલીયાનો ધરમ. ૯૧
તારે રાજાને કહયો સરવે વીચાર, આપણી આપણી જાત માંહે બેઠા વેવાર. ૯૨
કેટલાક જોગી વાણીયા સાર, તેણે વાણીયાનો કીધો વેપાર. ૯૩
કેટલાક જોગી કણબી સાર, તેણે કણબીનો કીધો વેપાર. ૯૪
કેટલાક જોગી જગમાંહે મલ્યા, તે તો આપ આપણી જાતમાંહે ભળ્યા. ૯૭
તારે રાજાએ સરવેને કહયો મરમ, અઢાર નાત માંહે પીરે આલ્યો ધરમ. ૯૮
તારે સતગુર ગુરે સતસું કર્યો મરમ, સરવે નગર માંહે આલ્યો ધરમ. ૯૯
તારે સરવે નગર માંહે હુવો જેજેકાર, ઘર ઘર ઓછવ મંગલ સાર. ૧૦૦
તારે ઘરોઘર વાત સાચી જાણ, ઘર ઘર સતગુરનો પડે પુરાણ. ૧૦૧
ઘરોઘર જીકર બંદગી કરે, ફરી ફરી ધરમશરાએ મળે. ૧૦૨
તારે ઘરો ઘર મુનીવર એકજ ધીયાન, ઘરો ઘર સહુ વાંચે ગીનાન. ૧૦૩
તારે ઘર ઘર ગીનાન હરી તણા, અને ઘર ઘર આનંદ અતી ઘણા, ૧૦૪
ઘર ઘર ગોષ્ટી જાણે મરમ, ઘર ઘર કીરીયા પાળે ધરમ. ૧૦૫
તારે ફરી ફરી ધરમશરાએ મળે, સરવે નગરમાં હરિ નામ ઓચરે. ૧૦૬
તારે એ નગરનું નામ પીરાણા પાટણ થર, તીયાં સહુ પીર-શાહા જાપ ઓચરે. ૧૦૭

તારે નુર સતગુરે કહયો રાજાસું મરમ, તમે પાળજો સતપંથનો ધરમ. ૧૦૮
શ્રી નુર સતગુર સેહેતર દીપમાં બેઠા જાણ, અને પાટણ નગરમાં આનંદ પરમાણ. ૧૦૯
ભરત ખન્ડ ને જંપુદીપમાં નવસારી ગામ, દરીયાને તીરે ઉત્તમ ઠામ. ૧૧૦
તે નગર નવસારી ઉત્તમ આય, તીયાં રાજ કરે સુરચન્દ રાય. ૧૧૧
તે સુરચન્દ રાય પુન પવીત્ર ધરમ, સતગુર નામે છુટે કરમ. ૧૧૨
તે ઘર કન્યા અવતરી હો રાય, હરખ પરીવાર પોતા તણે આય. ૧૧૩
તે કન્યા સુંદરી રૂપ અપાર, આદ સખતી સાવંત્રી નાર. ૧૧૪
તેના પીતાએ કહયો એણે ઠામ, બોલાવો જોતકી પડાવો નામ. ૧૧૫
તારે આવીયા જોતકી પંડીત ઇયાં, રાજા પાસે જાઇ બેઠા તીયાં. ૧૧૬
બોલ્યા રાજા તે પંડીત તણે, નામ જુઓ એ કન્યા વણે ૧૧૭
તારે રાજા વાત પંડીતસું કહી, એ કોણ નક્ષત્ર માંહે કુંવરી ભઇ. ૧૧૮
દેખી જોતક બોલ્યા પંડીત સાર, એ કન્યા આદ સખતિ અવતાર. ૧૧૯
એ કોણ રૂપી કન્યા આય, રાજાને મન વિમાસણ થાય. ૧૨૦
તારે પંડીતની વાત રાજાએ સુણી, એ કન્યા પરણશે સેષ્ઠનો ધણી ૧૨૧
પંડીત કહે સુણો રાજા પુસ્તક માંહે આય, એ કન્યા તુને વઇકુંઠમાં લઇ જાય. ૧૨૨
ધન ધન વઇશિવ તમારો આજ, અને વઇકુંઠ માંહે તમે કરશો રાજ. ૧૨૩
એ કન્યાથી વંશ તમારો ઓધરે, અયસી જોશી જન્મોત્રી કરે. ૧૨૪
એ કન્યાથી તમારો હોએસે નામ, સરગ માંહે હોએસે તમારો ઠામ. ૧૨૫
જારે એવો પંડીત જોશીએ કહયો, તારે રાજાના મનમાંહે હરખ ભયો. ૧૨૬
તારે રાજા કન્યા ઉપર ધરે પ્યાર, ખરચ્યા ખજાના ગીરથ ભંડાર ૧૨૭
તારે જેમ જેમ કન્યા મોટી થાય, તેમ તેમ રૂપ પદમણી સુંદરી કેહેવાય. ૧૨૮
જારે વરસ પાંચ એણી પેરે થયા, તારે રાજા મનમાંહે હરખજ ભયા. ૧૨૯
જારે વરસ પાંચ કન્યાને થાય, તારે વચન રાજા બોલ્યો જાય. ૧૩૦
તારે બોલાવ્યો ગોર પોતા તણો, ગોતો વર એ કન્યા તણો. ૧૩૧
તારે રાજા ગોર પરધાન પરીવાર, કન્યા વીવાનો કર્યો વીચાર. ૧૩૨
તારે રાજા ગોર પરધાન બેઠા જીયાં, કન્યા પાલણુંદે આવી છે તીયાં. ૧૩૩
મારો વીવા પીતાજી ના કરો, વચન કહું તે મનમાંહે ધરો. ૧૩૪
તમે કોઇ ન જુઓ અમારો વર, અમારો પુરશ આવશે એકજ નર. ૧૩૫
તેના ગુણ તે કોઇ નવ લહે, મારો નર તે સેતર દીપમાંહે રહે. ૧૩૬
એવો વીચાર કન્યાએ કહયો, તારે રાજા પરીવાર અચરત ભયો. ૧૩૭
તીયાં પાંચ વરસની પાલણુંદે કહે, તારે સરવે પરીવાર અચંબે હોઇ રહે. ૧૩૮
સુણો પીતાજી વચન કહું તોહે, મોહોલ માળી જુદા સોંપો મોહે ૧૩૯

*

તારે બોલાવ્યા રાજાએ કડીયા સુતાર, સાત મોહોલ બંધાવ્યા અપાર. ૧૪૦
તે ઉપર કન્યા બેઠી આયે, વેનતી પીરસું કરે બહુ ભાયે. ૧૪૧
સુણો પીતાજી કહું તોય, એક પારાધી ચાકર સોંપો મોય. ૧૪૨
તારે રાજાએ ફરમાનજ કીધો, તારે પારાધીકું બોલાવી લીધો. ૧૪૩
તારે પારાધીકું પાલણદે કહે, જો તું ચાકર અમારો રહે. ૧૪૪
નીત ઉઠીને પારાધી વનમાંહે જાઓ, એક શેર માંસ હરણકો લાઓ. ૧૪૫
એમ કન્યા પાલણદે કહે, અને ખરેખર તું ફરમાને રહે. ૧૪૬
તારે પારધી વનમાંહે જાય, તારે એક હરણ વેંધે તેણે ઠાંય. ૧૪૭
શેર માંસ કન્યાને ઘરે લઈને આયે, પછે પારાધી પોતાને ઘરે જાયે ૧૪૮
તે માંસ રંધાવતી નીતો નીત, તેમાં એક આંગળી બોળે એકજ ચીંત. ૧૪૯
તે આંગળી મુખમાંહે દેહ, એ રસકો સ્વાદ કન્યા લેહ. ૧૫૦
તે માંસ લઈને છયું કરાયે, તે માંસ લઇ ઓર કોઇ ખાયે. ૧૫૧
એવા કામ કરાવતાં વરસ અગીયાર, તારે સતગુર નુરે ધર્યા પીયાર. ૧૫૨
તારે મેડીએ બેસે કન્યા નીત, ત્યાં જીકર બંદગી કરે એકજ ચીંત. ૧૫૩
તારે નુર સતગુરે દયા ધરી, તારે જંપુદીપ માંહે કીરપા કરી. ૧૫૪
સેહેતર દિપથી ચાલી આવ્યા દેવ, અને હીંદુસ્તાન માંહે આવ્યા તતખેવ. ૧૫૫
એ સાથે મુસાફર લીધા દોય, નગર નવસારી આવ્યારે સોય. ૧૫૬
નગર નવસારી એક જોજન રહી, તારે પીર પાછમ દીસે મોંહ કરી બેઠા સહી. ૧૫૭
તારે જંગલ માંહે પીર બેઠા જીયાં, સરવે જનાવર આવ્યા છે તીયાં. ૧૫૮
તારે જંગલી જનાવર અચરત્ત થયા, અને પીર પાસે જઈ ઉભા રહયા. ૧૫૯
તારે આવ્યા હરણ ને આવ્યા રોઝ, તે આવી પીર પાસે કરેરે કલોલ. ૧૬૦
તીયાં આવ્યા વાઘ અને ચીત્રા, રીંછ શીયાળ તો અતી ઘણા. ૧૬૧
તીયાં જંગલી હરણ સરવે આવ્યા, પીર પાસે જઇ ઉભા રહયા, ૧૬૨
તીયાં જંગલી જનાવર જે પંખી જાત, તે સરવે આવ્યા પીરકે પાસ. ૧૬૩
તીયાં આવ્યા બહુ જાનવરના ટોળ, તીયાં મોર આવીને બહુ કરે કલોલ. ૧૬૪
તીયાં આવ્યા વાંદરા અતીજ ઘણા, વાઘ સીયાળ બહુરે ઘણા. ૧૬૫
અજજા ગાડર સરવે એકજ મોર. તીયાં વેળા વાયા પાછલા પોહોર. ૧૬૬
ચાર પોહોર જનાવર સરવે બંધાઈ રહ્યા સાથ, તેને ઓળખ્યો કે વઈકુંઠ નાથ. ૧૬૭
તારે પારાધીને ન મલ્યો માંસ, તારે પારાધી આવ્યો પીરકે પાસ. ૧૬૮

પારાધી આવ્યો ગુરને ઢુંઢતો આશીશ લેવાયે, તીયાં સરવે જનાવર કરે સેવાયે. ૧૬૯
તારે નુર સતગુર પારાધીકું કહયો, પારાધી તું કાયકું ઉદાસી રહયો. ૧૭૦
પારાધી કહે નવસારીમાં પાલણદેનું વાસ, તે નીત ઉઠી હરણુકો સેર માંગે માંસ ૧૭૧
તારે નુર સતગુરે હરણુકું કહયો, તારે હરણુકો માંસ શેર પારાધી લઈ ગયો. ૧૭૨
તારે તે પારાધિ આવી ઉભો રહયો, સરવે ભેદ રાણીસું કહયો. ૧૭૩
તારે રાજાકું બોલાવીયા પાલણદે આય, મંગાવો પાલખી મુજ મનમાંહે આનંદ થાય. ૧૭૪
જે વરની ઈચ્છા મોહે હતી મેહ, દેવ પોતે આવ્યા છે એહ. ૧૭૫
તારે રાજા મન હીરખ્યા બહુ, ઉઠી ચાલ્યા વનમાં પીર પાસે સહુ. ૧૭૬
તીયાં રાજા જંગલી જનાવર જોઈ હિરખ્યા, તારે નુર સતગુર રાજાને પરખ્યા. ૧૭૭
તીયાં નુર સતગુર બોલ્યા વાત, રાજાને મુસ્તક દિધારે હાથ ૧૭૮
તારે રાજાના મનમાંહે આવ્યો વીચાર, એ છે ત્રીભુવનકો સરજણહાર. ૧૭૯
તારે પીર બોલ્યા બ્રહ્મ ગીનાન, સુણો રાજા એકજ ધ્યાન. ૧૮૦
તારે ગીનાનનો પીરે વીચારજ કહયો, રાજા સુણીને અચરત ભયો. ૧૮૧
તારે આણ્યો ઈમાન તતખેવ, તમે ધરમ નીયમ આપો હો દેવ. ૧૮૨
તારે જંગલી જનાવર હરખ્યા બહુ, પોતા વઈકુંઠ ચાલ્યા સહુ. ૧૮૩
તારે પીર પાલખીએ બેઠા સહી, રાજાને મીંદરે ઉતર્યા જઈ. ૧૮૪
તારે પારાધી પાલણદે હરખ્યા અપાર, નુર સતગુરને દીઠા હો દ્વાર. ૧૮૫
તારે રાજાએ જોશી તેડાવ્યા સહી, લગન મુરતની વાતજ કહિ. ૧૮૬
તારે ઘડીયા લગન જુઓ તતખેવ, એ પરણવા આવ્યા વઈકુંઠ દેવ. ૧૮૭
તારે ઘડીયા લગન લીધા ઉતમ સાર, સવાર્યા મંડપ રચ્યો તેણે ઠાર. ૧૮૮
રચી રચના ચોરિ નવ રંગ, બેઠા ગુર વસ્ત્ર પેરી બહુ રંગ. ૧૮૯
તીયાં જાન મલી છે અનતજ ઘણી, તીયાં નુર સતગુર થયા છે પાલણદે ધણી. ૧૯૦
જે ભોજન વસ્ત્ર મન ગમતાં સાર, જાની મલ્યા ત્યાં બહુ અપાર. ૧૯૧
સુરચંદ રાયે કન્યાને દિધા બહુ દાન, સરવેને આલ્યા ફોફલ પાન. ૧૯૨
સીજત બાઈ વસ્ત્ર આપ્યા અપાર, સોવન ફુલે વધાવીયા સાર. ૧૯૩
ગંગાબાઈ બાંધી આપી પાલણદેને હાથ, ચાંચ ચાકર કરી આપ્યો સાથ. ૧૯૪
મોલ મીંદર આલ્યા કેલાસ, પાલણદે સારૂ રેહેવાના અવાસ. ૧૯૫

તારે પીર પાલણદે હુવા એકાંત, હું તુજને પુછું સતગુર કંથ. ૧૯૬
જે ધરમ મારગ દેખાડયા પીર, અને જે કોઈ રાખે સાચી ધીર. ૧૯૭
તારે તે દેવ તમે પરકાશો ભરપુર, સબ કોઈ સમરે સતગુર નુર. ૧૯૮
તારે ચાંચ મુખી પાલણદેકું પુછે ભેવ, જો તમો ન આવો તો નીશાની શું દેવ. ૧૯૯
તારે અંતર ધ્યાન થયા સતગુર નુર, સાહેબ હમારો છે રે હજુર. ૨૦૦
તારે રાણીએ પુછયું આજ તમે છો ઘેર, પણ તમે ન આવો તો શી કરીએ પેર. ૨૦૧
અમે એકલા કેમ રહીએ ઘેર, જો તમે ન આવો તો અમારી શી પેર. ૨૦૨
તારે નુર સતગુર બોલ્યા પરમાણ, અમે હરદમ આવીએ સહી જાણ. ૨૦૩
જારે અમે ન આવીએ તો એ છે મરમ, માખી બેસે તારે લુપેરે ધરમ. ૨૦૪
તારે ચાંચ મુખીને રાણીએ બોલાવ્યો સહી, ગુર ન આવ્યાની નીશાની કહી, ૨૦૫
જારે માખી બેસે કાયા ઉપર સહી, તારે અમે ન આવીએ તહી. ૨૦૬
તારે ચાંચ ખાંડના છાંટણ કર્યા ભરપુર, હવે નહી આવે સતગુર નુર. ૨૦૭
તારે તેડાવ્યા રાણીને તમે જુઓ ભેવ, હવે ન જાણો આવે હો દેવ. ૨૦૮
તારે ચાંચ મુખી ગતકું કહયા, નુરે સતગુર તો પડદે થયા. ૨૦૯
એવો ચાંચ મુખી કહયો ભેવ, જુવો હવે ન આવે હો દેવ. ૨૧૦
તારે ખોલ્યો ભંડારને કીધો ગુજ, તીયાં સહુ મલીયા અસુજ. ૨૧૧
તીયાં ચાંચે કીધો એક બાલકનો ઠાઠ, તેને ચાંચ બોલાવ્યો એકજ વાર. ૨૧૨
તીયાં કહે ચાંચ સતગુર હુઆ કરો કબુલ, ગત સઘળીને તીયાં પડાવે છે ભુલ. ૨૧૩
એવો કુડ કરે છે ચાંચજ મુખી, તમે સઘળા કાંઈ થાઓ છો રે દુઃખી. ૨૧૪
તારે ચાંચ મુખી માને છે કુડ, તીયાં ગત સઘળીને ચડાવે છે સુલ. ૨૧૫
એવો કુડ કરાવે છે ચાંચ મુખી, તારે પીર પોપટનો રૂપ લઈ આવીયા રૂખી. ૨૧૬
તારે પોપટે જાણ્યું સરવે ગત અજાણી થઈ, ને ચાંચ મુખીના કહયામાં રહી. ૨૧૭
તારે નુર સતગુરે લીધો જીંદાનો વેશ, ચોળી ભભુત કંધે સંદેશ. ૨૧૮
તારે લઈ મુતારોને આવીયા જીયાં, ગત સઘળી બેઠી હતી તીયાં. ૨૧૯
તારે મારી મુતારો નસાડયા લોક, જોતાં ધરમનો થયો ફોક. ૨૨૦
તીયાંથી ચાંચ નાઠો તે ગયો મધમને ઘેર, હવે આપણે શું કરશું પેર. ૨૨૧
તારે નુર સતગુર બોલીયા ગીનાન, ગત તમે સાંભળો એકરે ધીયાન. ૨૨૨

સમાપ્ત




## રચનાર—પીર હસન કબીરદ્દીન.

---

## છુગો પહેલો.

---

આશાજી પાછમ દીસથી નરજી આવે, આવે તે જંપુ દીપમાંહે જાણજી;
એવો નર મારો કાયમ આવસે, થાયસે તે પુરખ અવતાર—
હરી અનત અનત હરી અનતેંજો સામી શાહા અનતેંજો અંત તુંહી જાણેજી. ૧
આશાજી એવો પુરખ વીરા તમે એવો, જે સાચી નારીનો ભરથારજી;
સેવા કરતાં સરવે માણો, માણો તે જંપુદીપ મીંઝાર-હરી૦ ૨
આશાજી અમે પુરખ શ્રી ઈસલામ શાહા લાધો, અને લાધો તે દીનનો દાતારજી;
એની નારી જે થઇ રહેશે, તેણે કાંત્યો સુતર અપાર-હરી૦ ૩
આશાજી સીરબંધ સારો અમેજ કાંત્યા, અને આલ્યા તે હાથોહ હાથજી;
તે દાડાંતી અમે નારી થઈ રહી, તે સાચે શાહની જાણ-હરી૦ ૪
આશાજી એવો નર નારીએ ગોતીને લાવ્યા, તે કરવા જીવુંના કામજી;
એની નારી જે થઇને ચાલશે તે પામસે અમરાપુરીમાં ઠામ-હરી૦ ૫
આશાજી નવ છુગાની પાગજ વણી, તે કીધી વરની નારજી;
હવે પાઘડી બાંધો એ વર રાજા, જે લાવી તમારી નાર-હરી૦ ૬
આશાજી કાંતતા કાંતતા નરજીને જાણ્યા, એ બાલ કુંવારી તારી નારીજી;
તે નારી ફેરવી શાહા નજર કીધા, દીધા તે અણુત ઉગાર-હરી૦ ૭

આશાજી એતો નર ઓધારવા વાળો જાણો, તમે રખે તે થાઓ ગેમારજી;
એ નર બહુ રૂપે રમતજ રમ્યા, તેની રમતે મ ભુલોરે ગેમાર–હરી૦ ૮
આશાજી નારીએ જારે એ નર પામ્યા, તારે કીધા તે પીર અવતારજી;
જો તમે એ નરને આરાધો, તો ઉતરો પહેલે પાર–હરી૦ ૯
આશાજી પીર હસન કબીરદીન ગીનાનજ બોલ્યા, તેનું નવ છુગાનું વીચારજી;
ગીનાન વીચારી વીરા તમે ચાલજો, તો પામો તઈકુંઠ ઠામ–હરી અનંત૦ ૧૦

---

## છુગો બીજો·

---

આશાજી અણુત તાર્યાનું વીચારજ કરતાં, તે કેતાક જુગજ જાણોજી;
અમારે માથે તમે મહેરજ આણો, સામી નવ છુગાની છઉં નારી–હરી૦ ૧
આશાજી અમારા નાથ તમેજ છો, તે તમે ચતુર સુજાણજી;
તમ તણી અમે નારી થઇ રહયા, સામી તમે છો નર અવતાર–હરી૦ ૨
આશાજી કોલ કરી અમેજ આવીયા, સામી કરૂં તમારી સેવાજી;
અમે જોગી ભવો ભવ તણા, સામી અમને છે તમારી આશા–હરી૦– ૩
આશાજી જુના જોગી ભવોભવ તણા, તમે કાંઈ ન લ્યો અમારી સારજી;
હું નવ છુગાની પાઘડી લાવી, તે લાવી તમારી નાર–હરી૦ ૪
આશાજી મુસ્તક હમારો નીચો ઘણો, ઉપરે તે નહી લગારજી;
હળવે હળવે ડગલાં ભરૂં, પ્રેમ કરૂં અપાર–હરી૦ ૫
આશાજી કઠણ પોહોરો કલજુગ તણો, તેમાં મેહેર કરો એ સુરારજી;
સામી એમહી જાણી મેહેરજ કરજો, મયા કરો એ મુરાર–હરી૦ ૬
આશાજી કેતાક આકડા અમેજ વીણ્યા, તેહ તણો કપાસજી;
એણી રીતે કરીને કાંત્યા, તેનું સુતરજ ખાસ–હરી૦ ૭
આશાજી નારી ફરતી તીયાંજ કાંતતી, તમે સુણો નર સુજાણજી;
અમારો નર આજ ઘરે આવશે, નકલંકી ચતુર નીરવાણ–હરી૦ ૮

આશાજી વાત સાંભળો નારીજ તણી, તે સતસું વીનવે જાણુજી;
કેતીક વાતે મેહેર મોરા જોગીયા, નવ જુગાની વેનતી પરમાણુ–હરી૦ ૯

આશાજી હસન હુસેનકી આલજ કહીએ, સોહી હસન સાહા ખાસજી;
પીર હસનકબીરદીન બોલ્યા હો સામી, પુરો હમારી આશા–હરી અનત૦ ૧૦

## છુગો ત્રીજો.

આશાજી હેતસું નારી તેરી આસજ કરતી, ને કશું કીધો સાંહીજી;
જાન તમે લઈને આવજો, તો કરીએ નરસું વાણુ–હરી૦ ૧

આશાજી પેલી રાત વીવાજ તણી, તારે કરો સતીયુંના કાજજી;
તે તમે સાંભળો હંસાજીના રાજા, નારીના સારો કાજ–હરી૦ ૨

આશાજી હેત કરીને નારી આવી, તે બાલ કુંવારી નારીજી;
છેડો નાખી સામી તમેજ ઢાંકજો, જેમ લોક ન દેખે લગાર–હરી૦ ૩

આશાજી ચાર જુગની અમને આશાજ પોતી, કલજુગમાં કીધી તમે સારજી;
અમે નારી તમે નાથજી, તમે અમારા ભરથાર–હરી૦ ૪

આશાજી નર હર મોટા તમે નાથજી, અમે તમારો નારીજી;
નીચ નારીની તમે પતજ રાખજો, અમને આશા છે તમારી–હરી૦ ૫

આશાજી મેહેર કરીને તમે મોટા કરો, હમ નાર છઉં તમ સામીકીજી;
આસ કરીને હું નારી આવી, હું નારી હું તમ શામકી–હરી૦ ૬

આશાજી ભવેઃ ભવકી હું કથણી કંથુ, કેતી કહું તેની વાતજી;
વેનતી સુણો તમે મુજ નારીની, હીરખેસું જાલો મારો હાથ–હરી૦ ૭

આશાજી હું નારી બહુ અપરાધણુ છઉં, અમે આવ્યા તમારે પાસજી;
બે કર જોડી અમેજ આવ્યા, તમે સાંભળો મોરા નાથ–હરી૦ ૮

આશાજી દીલ ભારી અમેજ આવ્યા, ઉભા તમારે દરબારજી;
હરી જુગ તમે હંસાજીના રાજા, સામી સતીયુંની કરજો સાર–હરી૦ ૯

આશાજી અરજ કરીને પીરજી બોલ્યા, અમે આવ્યા તમારે પાસજી;
પીર હસન કબીરદીન વેનતી બોલ્યા, સામી અમને છે તમારી આસ–હરી૦ ૧૦

# છુગો ચોથો

આશાજી તેડા તમે આપજ મોકલ્યા, તેની કેને નહી કહું વાતજી;
હવે મોલ માંહે તમે બોલાવો, તે બોલાવો તમારે પાસ–હરી અનત૦ ૧

આશાજી મથા આણી તમે મોલે બોલાવ્યા, તેની સામીજીએ કીધી મેહેરજી;
વીમરસ તણા તેડા મોકલ્યા, કીધી નારીની સાર–હરી૦ ૨

આશાજી એક અલ્લાહ ને બીજી રેહેમત, તમે છો બળવંત રાયજી;
બળવંત અમારા ત્રીભોવર ધણી, તે વઉકુંઠ કેરો રાય–હરી૦ ૩

આશાજી એવો નર અમેજ લાવ્યા, તે કરવા ગતીયુંની ઉગારજી;
એણે નરે કલપ જુગ ઓધાર્યા, તે કરશે અમારી શાર–હરી૦ ૪

આશાજી વાત અમારી સાંભળો હો નાથજી, એ સાચી તમારી વાણજી;
વચને બલીશા તમે છો નાથજી, તમે છો પ્રતીપાળ–હરી૦ ૫

આશાજી અબળા નારીની તમે લાજ રાખજો, તમે છો કંથ સુજાણજી;
નવ છુગાની પાઘડી લાવ્યા, તે નારી તમારી નીરવાણ–હરી૦ ૬

આશાજી સુભાગણ કરો મોરા નાથ, હું છઉં તે તમારી નારજી;
સેહેન લાવી સામી અમને વરજો, સામી કરો અમારી વાર–હરી૦ ૭

આશાજી ત્રણ તેડા તમેજ મોકલ્યા, તેડાવી ઘરની નારજી;
વઇકુંઠના તમે છો રાજા. હું અબળા તમારી નાર–હરી૦ ૮

આશાજી નારી તમારી હીરખસું હીરખ્યા, હીરખેસું કરે હરસું વાતજી;
વાત સાંભળો તમે મોરા નાથજી, જાન લાવી છુટાવો અપરાધ–હરી૦ ૯

આશાજી પીર હસન કબીરદીન હીરખસું વીનવે, સામી કીધી તેની વારજી;
તે નારીના પાપ ભવો ભવ તણા, તે તોડાવ્યા તેણી વાર–હરી અનત૦ ૧૦

# છુગો પાંચમો.



આશાજી નર નારીને પરણી લાવ્યા, તે જંબુઅ દીપ મીંજારજી;
ઉતમ નારી તે નરને લાવ્યા, તે કરવા રીખીસરની સંભાળ-હરી અનતા ૧

આશાજી નારીની સાર તમે નરજીએ કીધી, વચને આવ્યા ઘર મીંજારજી;
વચને બલીયા તમે નાથ છો, ઉતમ નારીની કીધી સંભાર-હરી૦ ૨

આશાજી કલજુગમાંહે હું તમને ઢુંઢતી, ફીરતી દેશ વીદેશજી;
પાકી નારી જે કોઈ સીલસું, જે નરકું લાવે પોતાને સાથ-હરી૦ ૩

આશાજી પાકી નારી તો નરને લાવ્યા, રીખીસર કારણ કામજી;
નીચું નમી નમી નારી વીનવે, સામી આપે દીયો દીદાર-હરી૦ ૪

આશાજી નર નારી દોએ એકઠા બેસસે, તારે કરશે તે જીવુંના કામજી;
સોહાગણ નારી તેને કહીએ, જેની નર કરે સંભાર-હરી૦ ૫

આશાજી નારી હીરબે અરદાસ કરે છે, સુણો કંથ ભરથારજી
ઉતમ નારી જેને નરજ લાવ્યા, તે કરવા જીવુંના કામ-હરી૦ ૬

આશાજી ઉતમ નારી જે થઇને અવતરો, તે કરે છે સહુના કામજી;
કુટુંબ પરીવારને તે તારે, જે થઈ ત્રીભોવરની નાર-હરી૦ ૭

આશાજી એ તો ગત પરીવાર સહુને તારે, ઉગારે તે જીવું અપારજી;
જે ત્રીભોવર સામીની નાર થઈ રહી, તે ગત અનતને ઉતારે પાર-હરી૦ ૮

આશાજી પાકી નારી તમારી પ્રગટી, તે કરવા અનતની સારજી;
તે તો નારી અનતને ઓધારસે, ઉતારે સહુ જીવુંને પાર-હરી૦ ૯

આશાજી એ પુરખ તો મને ભેટયો, હું જાઉં તેની બલહારીજી;
પીરહસન કબીરદીન સાચુંજ બોલ્યા, સામી નારીની કરજો સંભાર-હરી૦ ૧૦



# જુગો છઠ્ઠો.

આશાજી પાકી નારી જે પાકજ રહેવે, જેનું પાક પુરશસું કામજી;
નારી વીન્યા નર નહી આવે, ન સરે જીવુંના કામ-હરી અનત૦ ૧
આશાજી નારી વીન્યા નર નહી આવશે, નહી આવે આપણે ઘેરજી;
પાકી નારી તો નરને લાવ્યા, સતીની એ છે પેર-હરી૦ ૨
આસાજી નારીએ પુરશ પુરો શ્રેવીયો, ત્રણ ભુવનનો નાથજી;
તોયે પુરખ તમે સાચા સામી, તે છે અતી કોડામણો-હરી૦ ૩
આશાજી એહી પુરશ અતી રૂપે રળીયામણો, જેની નારીઉં લાખો લાખજી;
પાકી નારી જે નરની થાયસે, તે પુરખને લાવે નીરવાણ-હરી૦ ૪
આશાજી પાકી નારી તે સતીયુંને કહીએ, જે કરે કાયાની વારજી;
કાયા તો તે સાફજ કરશે, જેણે કીધી સેવા અપાર-હરી૦ ૫
આશાજી સેવા કરી જેણે મેવા પાયા, અને ખાધા હીરખે સારજી;
હઇડે અભાવ નેહજ પડીયા, તો થઈ લોઢાની ભીતજ સાર-હરી૦ ૬
આશાજી તારે નારી નરસું વીનવે, વાત કરે છે સંભારજી;
છ માસ લગણ નારીએ દુઆગજ ભોગવ્યો, તોએ નર ન મલ્યા લગાર-હરી. ૭
આશાજી એણે નારીને નર નહી મલ્યો, તોએ હીરખ હઇડે અપારજી;
તારે પુરખે કીધો માન ચાવાણો, નારીની કીધી સાર-હરી૦ ૮
આશાજી પુરખકો નેહ નારી લઈ રહી, હઇડે તે હીરખ અપારજી;
એણે સંજોગે પીર સદરદીન કહયા, સામી કરો હમારી સાર-હરી૦ ૯
આશાજી હમ નારી હક શાહકી કહીએ, સોહી કરે હમારી સારજી;
નારી થઇ પીર હસન કબીરદીન વીનવે, તમે વરો નર સુજાણ-હરી અન૦ ૧૦

૭

१०७३८

# છુગો સાતમો.

આસાજી પાકી નારી પહેલાજકું કહીએ, જેની કીધી નરજીએ સંભારજી;
નારી થઈને પહેલાજજ વળગ્યા, તારે પોતા ભરથારને ઘેર–હરી૦ ૧

આશાજી નર નારીને ઘેરજ આવ્યા, મલ્યા છે મયદાન મીંજારજી
એવી એ નારીને નરજ વર્યા, સતીએ સત મીંજાર–હરી૦ ૨

આશાજી નારી પાકી વીરા તેનેજ કહીએ, જે કરે ભરથારને વશજી;
હરીચંદ્ર વીરા હોઇજ રહયો, તે પોતો હરી આવાસ–હરી૦ ૩

આશાજી તેણે નરનું ઘર જઇને માણ્યો, સાચી નારી થયા સાચજી;
સતીએ જારે રાજ છોડયા, તારે નર સધાર્યા તેને ઘેર–હરી૦ ૪

આશાજી નારી થઈને તે જીવ ચાલ્યા, જેનું જુજેષ્ઠળ નામજી;
નવ કરોડ તેણે જીવજ તાર્યા, સાર્યા તે સહુના કાજ–હરી૦ ૫

આશાજી જયારે નારી થઈને શ્રેવ્યા, ત્યારે નરે તે કીધી સારજી;
સાર કરી સાહેબે હાથજ જાલ્યો, ઉતાર્યા પહેલે પાર–હરી૦ ૬

આશાજી નારી તો પુરી સોહી કહીએ, જેનું પીર સદરદીન નામજી;
બાર કરોડ જીવડા તાર્યા, કર્યા જીવુંના કામ–હરી૦ ૭

આશાજી એવી નારી સોહી કહીએ, જે સતસું શાહને સંભારેજી;
એક તીલ મોટાઇને કારણે, વજરની ભીતજ સરજયા–હરી૦ ૮

આશાજી હમલી નારી તેરે ધરકી, મુને છે તમારી આશજી;
કૃપા કરો હો મોરા નાથજી, પુરો હમારી આશ–હરી૦ ૯

આશાજી શ્રી ઇસલામ શાહ મોરો સામી, નર દાતાર જેનું નામજી;
પીર હસન કબીરદીન એમહી વીનવે, સુભાગણ તેનું નામ–હરી અનત૦ ૧૦

# ૯

## છુગો આઠમો.

આશાજી એવી નારીયું તારી અતી ઘણી છે, તે કરે છે સણગારજી;
પાછી નારી જે હોઇ રહી, તે પોતી દેવને દુઆર–હરી૦ ૧
આશાજી જ્યારે નર નારીકું લાવ્યા, તેણે કીધી હમારી સારજી;
મુજ નારીને ઘેર નરજ આવ્યા, તે જંપુઅદીપ મીંજાર–હરી૦ ૨
આશાજી નારી પુરી પ્રીતની કહીએ, તેનું પીર સદરદીન નામજી;
સાચી નારી તારી થઇ રહી, તમે છો સાચા મોરા સામ–હરી૦ ૩
આશાજી સત કરીને જેણે શાહને શેવ્યા, તેની વેદ માંહે છે સાચી શાંખજી;
સાચો નર મારો સામી રાજો, તેનું નામ અલખ અલી અવતાર–હરી૦ ૪
આશાજી એણે નારના સુઆગી બેઠા, તે બેઠા સરગ મીંજારજી;
એણે નારી પાસે નરજી રહયા, તેના હઇડે તે હીરખ ન માય–હરી૦ ૫
આશાજી એ નરનીયું નારીઉં જે સાચી થઈ, તેના જુગમાંહે નામ લખાણાજી;
કુરાઉં પચાસ તે જીવ માણસે, તેના સરીયા સરવે કામ–હરી૦ ૬
આશાજી સુઆગ સામી જે નારી થઈ રહી, તે સતી સોહી સજાણજી;
કસ પાયા જેણે જુગમાંહે, તારે નર થયા મહેરબાન–હરી૦ ૭
આશાજી મુજ નારીની લાજજ રાખજો, સુણો મારા નરજી;
નર ચરણે નારી હીરખે ઘણું, જે પાસે નર રહે નીરવાણ–હરી૦ ૮
આશાજી નરને પરતાપે નારી ઉગરે, તે શેવાએ ઉગારે પારજી;
સેવા કરી જેણે મેવા પાયા, માણ્યા સરગ મીંજાર–હરી૦ ૯
આશાજી ચાર કન્યાઉં દેવની છે, એક અરધ અંગની સારજી;
પીર હસન કબીરદીન શાહાને વીનવે, સાચી આશ કરો અમારી સાર–હરી૦ ૧૦

## ૯

# છુગો નવમો.



આશાજી નવ છુગાની પાગજ બાંધો, તે બાંધો મોરા વરજી;
આકડાનું સુતર નારીએ કાત્યું, જાણો મારા નર નીકલંકી નાથ–હરી૦ ૧

આશાજી પીતાજી મારે મોટાઈ કીધી, તો કીધી સતની ખોટજી;
તારે વજરની ભીતજ નીપની, અને આવી દીદારની ખોટ–હરી૦ ૨

આશાજી પીર સદરદીન તપજ કર્યા, જે સતે સાચો હુઓ દાસજી;
ઉંધે મુસ્તક તપજ સાધ્યું, સામી પુરો હમારી આશ હરી૦ ૩

આશાજી હું છું અપરાધણ, સાચી નારીના વર તમે જાણોજી;
દીધા કોલ સામી તમેજ પાળજો, તમે નારીના વર રાજા–હરી૦ ૪

આશાજી ૭ માસ સુધી ગુરે તપજ સાધ્યા, રૂદન કર્યાં અપારજી;
અન્ન પાણી ગુરે મેલ્યા, તારે નારીની કીધી સાર–હરી૦ ૫

આશાજી નરે જયારે નજરજ કર્યા તારે પુરી મનની આશાજી;
તારે વજરની ભીતજ ગલી, પોતા નરને પાસ–હરી૦ ૬

આશાજી ગુર જયારે દરશન ભેટયા, સાહેબે કીધી સંભારજી;
તારે સુજદો દઇને નારી વીનવે, અરદાસ કરે અપાર–હરી૦ ૭

આશાજી હું છઉં અપરાધણ પાપણી, તમે છો બક્ષણહારજી;
બંદા દોસારી સદા અપરાધી, શાહાજી ઉતારો પાર–હરી૦ ૮

આશાજી બાર કરોડ જીવડા તાર્યાં સરબંધ બાંધ્યો સીર પરજી;
તારે પીર હશન કબીરદીને પાગ લઇ આગલ ધરી, તમે બાંધો મારા
ત્રીભોવર દાતાર–હરી૦ ૯

આશાજી નવ છુગાની શાહા પાગજ બાંધો, વીનવે ઉભી ઘરની નારજી;
અણુત તે માંહે વણેયો હતો, તે દીધો હસન શાહાને સાર–હરી અનત૦ ૧૦

